શ્રી શ્રી રાધાવલ્લભોજયતિ.

# દર્શનીય-વિજ્ઞાપન.



લેખક-પ્રકાશક.

શાહ છોટાલાલ મૂલચંદભાઈ. મુંબઈ.



અમદાવાદ.

શ્રી "સત્યનારાયણ" મુદ્રાલયમાં

પટેલ મોતીલાલ-કાળીદાસે મુદ્રાંકિત કર્યું.



સને ૧૯૧૦. સંવત ૧૯૬૭.

પ્રત ૧૦૦૦



વિના મૂલ્ય વિતરિત.

શ્રીમદ્-સંગ્રામી શ્રી રાધાવલ્લભોજયતિ!

"...ત હરિવંશચન્દ્રકી ઝાંકી, નિત નવ આધક આજુ કછુ વાંકી"

# દર્શનીય—વિજ્ઞાપન.



## શ્રી "શ્રી હિતધર્મ શિક્ષા પાઠશાળા."

અર્થાત્

'શ્રી વૃંદાવન' નિત્યધામમાં સંસ્થાપિત 'રાધાવલ્લભીય' દૃઢ અનન્ય વૈષ્ણવોના ધર્મ્મ સમ્બન્ધી 'પાઠાગાર' 'વિદ્યાલય' અને 'શિક્ષાલય'

અધ્યક્ષ

**સ્વયં શ્રી હિત મહાપ્રભૂજી મહારાજ.**

સ્થાન

**શ્રી વૃન્દાવન—**

**શ્રી 'શ્રી રાધાવલ્લભજી મહારાજનું પુરાણું મન્દિર'**

શિક્ષાગુરૂ

( ૧ ) શ્રીમદ્ગોસ્વામિ શ્રી મનોહરવલ્લભજી મહારાજ.

( ૨ ) શ્રીમદ્ગોસ્વામિ શ્રી યુગલવલ્લભજી મહારાજ.

( ૩ ) શ્રીમદ્ગોસ્વામિ શ્રી પરમાનંદજી મહારાજ.

( ૪ ) શ્રીમદ્ગોસ્વામિ શ્રી સોહનલાલજી મહારાજ.

## સમય.

દિવસના આઠ વાગ્યેથી દશ વાગ્યા સુધી.

## પુસ્તકો અને ભણવાનો ક્રમ.

### ( ૧ ) બાલપરીક્ષા-પુરસ્કાર ૨૫ )

( કેવલ કંઠ વા જિહ્વાગ્ર પાઠ )

( ૧ ) શ્રી ચૌરાસીજી ( ટીકાઓથી સંશોધિત પાઠ )

( ૨ ) શ્રી ફુટકરવાણીજી ( પટનાવાળા શ્રી પ્રિયાદાસજીનો શોધિત પાઠ )

( ૩ ) શ્રી સેવકવાણીજી ( શ્રી હરિલાલ વ્યાસજી દ્વારા શોધિત પાઠ )

( ૪ ) શ્રી દ્વાદશ જસ ( ટીકાથી સંશોધિત પાઠ )

( ૫ ) શ્રી વ્યાસદોહાવળી ( ઓડછાવાળા શ્રી વ્યાસજીના ૧૫૦ દોહા )

( ૬ ) શ્રી નામરટના ( શ્રી હિતશિક્ષાસારમાંથી. )

### ( ૨ ) કૈશોર પરીક્ષા-પુરસ્કાર ૫૦ )

( અર્થ અને ભાવકથન તથા કંઠ વા જિહ્વાગ્ર પાઠ. )

[ શ્રી ધ્રુવદાસજીની વાણીમાંથી. ]

| | |
|---|---|
| ( ૧ ) શ્રી જીવદશા. | ( સંશોધિત પાઠ. ) |
| ( ૨ ) શ્રી વૈદકલીલા. | ( ,, ) |
| ( ૩ ) શ્રી મનશિક્ષા. | ( ,, ) |

( ૪ ) શ્રી વૃન્દાવનશતક. ( ,, )

( ૫ ) શ્રી સિદ્ધાન્તવિચાર. ( ,, )

## ( ૩ ) સુવાપરીક્ષા–પુરસ્કાર ૧૦૦ )

( અર્થ અને ભાવકથન તથા કંઠ વા જિહ્વાગ્ર પાઠ. )

( ૧ ) શ્રી અષ્ટવિનિર્ણય ( પટનાવાળા શ્રી પ્રિયાદાસજીની ટીકા યુક્ત. )

( ૨ ) શ્રી સેવાવિચાર ( ગ્રન્થકાર શ્રીજીની ટીકાયુક્ત. )

( ૩ ) શ્રી હિતચરિતામૃત ( સંશોધિત પાઠ. )

( ૪ ) શ્રી સુશ્લોક મણિમાળા ( ,, )

( ૫ ) શ્રી હિતમાળ ( શ્રી સુશ્લોક મણિમાળાની પછીથી વર્તમાન ભક્તોનાં ચરિત્રો સુધીના સટીક અંશ. )

## ( ૪ ) વૃદ્ધપરીક્ષા–પુરસ્કાર ૨૨૫ )

( અર્થ અને ભાવકથન તથા કંઠ વા જિહ્વાગ્ર પાઠ )

( ૧ ) શ્રીમદ્રાધાસુધાનિધિજી ( શ્રી હરિલાલવ્યાસ કૃત ટીકાયુક્ત)

( ૨ ) શ્રી કર્ણાનંદજી ( ગ્રન્થકાર શ્રીજીની ટીકા યુક્ત. )

( ૩ ) શ્રી સુસિદ્ધાન્તોત્તમ ( રીવાંવાળા શ્રી પ્રિયાદાસજી કૃત ટીકા યુક્ત. )

( ૪ ) શ્રી સેવકવાણીજી (શ્રી હરિલાલ વ્યાસજી કૃત ટીકાયુક્ત)

( ૫ ) શ્રી ફુટકર વાણીજી ( પટનાવાળા શ્રી પ્રિયાદાસજી કૃત ટીકા યુક્ત. )

( ૬ ) શ્રી ચૌરાસીજી ( એની બાર ૧૨ ટીકાઓ છે. જે શ્રદ્ધ જે ટીકામાં પરીક્ષા દેશે તેની તેજ ટીકામાં પરી લેવામાં આવશે.

## પઠનક્રમ.

( ૧ ) ઉક્ત પરીક્ષાઓમાં પરીક્ષા દેનારા હિત ભક્ત નર નારિયોને ઉક્ત ગ્રંથોના અક્ષર, શબ્દ, શબ્દસમૂહોના વિશુદ્ધ કથન અને માત્રાઓ, અનુસ્વારો, વિસર્ગો, યતિયો, તથા વિશ્રામોની યથાર્થપર પુર્ણ લક્ષ રાખીને શ્રવણ કરવામાં મીઠા સુંદર અને મનને ગમે તેવા ઉચ્ચારથી શ્રી હિત ભક્તિભાવ વિભોર અને દૃઢ નિષ્ઠ થઇને શ્રીજી ( પાઠશાળાના અધ્યક્ષ ) ના સન્મુખ તથા તેજ સભા મંડળમાં બિરાજેલા શ્રીજીની વિભૂતિરૂપ સમસ્ત હિતકુળના શ્રી ગોસ્વામિ સ્વરૂપ અને અનન્ય સેવકસમુદાયની રૂબરૂ નિયમિત પરીક્ષકોને પરીક્ષા આપવી પડશે. પરીક્ષા તથા વિશેષ વિશેષ દર્શકો ( શ્રી ગોસ્વામિયો ) થી પરીક્ષાના પાસની સર્ણંદ પ્રાપ્ત કરવી પડશે.

( ૨ ) પરીક્ષાનો કોઇ વખત નિર્દિષ્ટ ( મુકરર ) નથી. જ્યારે પરીક્ષાર્થી પરીક્ષાને માટે તૈયાર થઇ શકે ત્યારે પાઠશાળાના મંત્રીને ( બે મહીના અગાઉ ) પત્ર લખવો, એટલે મંત્રી તુરત જ પરીક્ષા લેવાની વ્યવસ્થા કરી દેશે. અને પરીક્ષામાં પાસ થયેલા-ઓને ઉપર બતાવેલાં ચારે પ્રકારનાં ઇનામ અને પ્રશંસાપત્ર અથવા જેઓ ઇનામ લેવા નહી ચાહતા હશે તેમને ફક્ત પ્રશંસાપત્ર સહ વિશેષમાં શ્રી પ્રસાદ, દુપટ્ટો, વાણી પુસ્તક વગેરે યથાયોગ્ય અપાવ-વાની વ્યવસ્થા કરી આપવામાં આવશે.

( ૩ ) પરીક્ષામાં જે જેટલા અધિક દૃઢ અનન્ય વૈષ્ણવ પક્ત

શ્રેત હશે તેઓને તેજ હિસાબથી પરીક્ષાના નંબર પણ વિશેષ
ાશે, અને પુનઃ ઇનામ વગેરે પણ તેજ હિસાબથી મળી શકશે.

( ૩ ) જે ઉત્સાહી શિક્ષાર્થી શ્રી વાણીયોની ગેય પદાવળિયોને
તેના યથાર્થ સુરતાળોમાં સંગીત શાસ્ત્રની રીતિ મુજબ ગાઇ બજાવીને
ોતાના શ્રીજીને રીઝાવશે તો તેઓને ઉપર બતાવેલાં ઇનામો
ાતાં વિશેષ એક સો ( ૧૦૦ ) રૂપિયાની કીમતનો સોનાનો ગમે
ા દાગીનો (પોતાની પસંદગી બતાવ્યા મુજબ ) શ્રીજીના ચરણોને
પર્શ કરાવીને યથાયોગ્ય રીતિથી વિશેષ પ્રસાદરૂપ અપાવવામાં
આવશે. આ ઇનામ હિતમાર્ગ સહાયક ગોસ્વામી શ્રી ગોવર્દ્ધનલાલજી
મહારાજ પ્રેમકવિજીએ દેવાનું કહેલ છે.

( ૪ ) ઉક્ત પાઠશાળાની શાખા પાઠશાળા સમાન એક પાઠશાળા
શ્રી રાધાવલ્લભલાલજી મહારાજના નવા મંદિરની અંદર (અન્ય) પણ
સ્થાપિત થયેલ છે. તેમાં ફક્ત ન્હાનાં બાળકોને પ્રથમ પરીક્ષા
વગેરેની અનુકૂળ સંસ્કૃત—વ્યાકરણ—કાવ્ય—કોષ વગેરે ભણવાનું થશે
અને ઉચિત સ્થાનની અંદર નિયમાનુસાર પરીક્ષા દેવી પડશે. એવા
પરીક્ષામાં પાસ થયેલા બાળકોને પણ યોગ્યતા પ્રમાણે અંતરંગ
સભાનાં મુકરર કરેલાં ઇનામો વગેરે પણ મંત્રી અપાવી શકશે.

( ૫ ) શ્રીજીની અચિન્ત્ય દયાબળથી ઉપર દર્શાવેલા પ્રકારોની
ઉક્ત 'શ્રી હિતધર્મશિક્ષા પાઠશાળા' શ્રી ધામ શ્રી વૃન્દાવન
નિત્ય ધામના અનૂઠા ઠાકોર શ્રી રાધાવલ્લભજી મહારાજના પુરાણા
( જુના ) મંદિરમાં શયા કાર્તિક શુદ ૭ બુધવાર સંવત ૧૯૬૭
વિક્રમ સંવત્સરે સાક્ષાત્ શ્રીહિત મહા પ્રભુજી અને તેમની જ બિ.

દાવળીરૂપ અનુપમ દ્દઢ અનન્ય રસિકધર્મી ગોસ્વામી સ્વરૂપ ( તદાનુયાયી દ, અ, ભ. ભ. સેવકોની રસિક મંડળીના સન્મુખ : સમ્મતિ ક્રમથા માનસિક હર્ષ ભાવનાઓ અને શ્રીજીની જયજયક ધ્વનિયોમાં સ્થાપિત થઇ છે.

( ૬ ) સર્વ સમ્મતિ અને સહાયતા ક્રમથી પાઠશાળા અ સહકારી પાઠશાળીકા ખર્ચ તથા ઇનામ વગેરેના માટે એક શ્રીહિ ધર્મ શિક્ષા પાઠશાળા ફંડ પણ સ્થાપિત થયેલ છે. જેમાં ચોવીશ ચોવીશ રૂપિયાની વાર્ષિક સહાયતા ( મદદ ) દેવાનાં ઉદાર વચન તે તેજ વખતે બે સદાશય મહાશયોએ આપેલ છે. અને બીજા અનેક જણાઓએ પણ ધન સંબંધી ( તેજ વખતે) મદદ કરી હતી તેઓનાં પુણ્ય કામો પૂરા વિવરણની સાથ અને ધન્યવાદ સહિત "શ્રી હિત ધર્મ શિક્ષા પાઠશાળા વૃંદાવનની પ્રથમ સ્થાપનાનું વિવરણ" એ નામના પુસ્તકમાં છપાયેલ છે.

( ૭ ) શ્રી હિ. ધ. શિ. પા. અને સહયોગી પાઠશાળાના કાર્ય નિભાવ માટે એક "કાર્ય કારિણી સભા" પણ સ્થાપિત થયેલ છે. તેનું વિશેષ વર્ણન પણ ઉપર કથેના પુસ્તકમાં છે.

## સંસ્થાપક સભ્યોનાં નામ,

અધ્યક્ષ.

**શ્રીમદ્‌ગોસ્વામિશ્રી ૧૦૮ શ્રી હિતહરિવંશચન્દ્રજી આચાર્યજી મહાપ્રભુજી મહારાજ.**

## સભાસદગણ.

( ૧ ) ગોસ્વામીશ્રી યુગલવલ્લભજી મહારાજ.
( સામ્પ્રદાયિક ગ્રન્થકર્ત્તા અને શ્રી૦ હિ૦ ધ૦ શિ૦ પા૦ ના પ્રધાનાધ્યાપક )

( ૨ ) ગોસ્વામિશ્રી પ્યારેલાલજી મહારાજ.
( બડી સરકાર બાજારવાળા. )

( ૩ ) ગોસ્વામિશ્રી મન્નીલાલજી મહારાજ.
( બડી સરકાર બાજારવાળા. )

( ૪ ) ગોસ્વામી શ્રી મનોહરલાલજી મહારાજ.

( ૫ ) ગોસ્વામિ શ્રી પરમાનન્દજી મહારાજ.
( શ્રી હિ૦ ધ૦ શિ૦ પા૦ ના પ્રધાનાધ્યાપક. )

( ૬ ) ગોસ્વામિશ્રી જગદીશલાલજી મહારાજ.
( Brindaban municipality member and H. magistrate )

( ૭ ) ગોસ્વામિ શ્રી ગોવર્દ્ધનલાલજી મહારાજ.
( વ્યવસ્થાપક—શ્રી હિત 'પ્રેમ' રાષ્ટ્રીય પુસ્તકાલય.)

( ૮ ) ગોસ્વામિ શ્રી ગોવર્દ્ધનલાલજી મહારાજ.

( ૯ ) ગોસ્વામિ શ્રી ગોવર્દ્ધનલાલજી મહારાજ. ( પ્રેમકવિ. )
( ગુજરાતી અને હિન્દી 'હિતમાર્ગ'ના સાહાયક, પ્રેમ જગદીશ' આદિ અનેક ગ્રન્થોના કર્ત્તા તથા મિરજાપુર શહેરની 'શ્રી સરસ્વતી ભવન' સભાના સભાપતિ. )

( १० ) ગોસ્વામી શ્રી મન્નીલાલજી મહારાજ.
બંગલાવાળા અને શ્રી હિ૦ ધ૦ શિ૦ પાઠશાળા
કાર્યાધ્યક્ષ અર્થાત્ ( manager. )

( ૧૧ ) ગોસ્વામી શ્રી મધુસૂદનવલ્લભજી મહારાજ.

( ૧૨ ) ગોસ્વામી શ્રી ચન્દ્રલાલજી મહારાજ.
( છોટી સરકાર બાજાર વાળા. )

( ૧૩ ) ગોસ્વામી શ્રી કિશોરીલાલજી મહારાજ.
( ' ઉપદેશલતા ' આદિ ગ્રન્થોના કર્તા. )

( ૧૪ ) ગોસ્વામી શ્રી સોહનલાલજી મહારાજ.
( શ્રી હિ૦ ધ૦ શિ૦ પાઠશાળાના પ્રધાનાધ્યાપક )

( ૧૫ ) ગોસ્વામી શ્રી શ્યામલાલજી મહારાજ,
( મંત્રી ' શ્રી હિતવિનોદ પુસ્તકાલય. ' )

( ૧૬ ) ગોસ્વામિ શ્રી નન્હેલાલજી મહારાજ.
( બંગલાવાળા. )

( ૧૭ ) શ્રી મનુઆલાલજી મહારાજ.
( શ્રી શ્રીરાધાવલ્લભલાલજી મહારાજના અને શ્રી શ્રીહિતજીમહારાજના પુજારીજી. )

( ૧૮ ) શાહ છોટાલાલ મૂલચન્દ રણછોડદાસ.
( હિન્દી અને ગુજરાતી ' હિતમાર્ગ ' ના પ્રોપ્રાયટર તથા " શ્રી હિત ધર્મ શિક્ષા પાઠશાળા " ના પ્રધાન મંત્રી અને કોષાધ્યક્ષ. )

( ૧૯ ) શેઠ ચુનીલાલ ગોપાલદાસ.

૨૦ ) શેઠ છગનલાલ જયચન્દ.

૧ ) શેઠ મૂલચન્દ રણછોડદાસ નાગરદાસ.

૨૨ ) શેઠ ગિરધરભાઇ વ્રજવાસી.

૨૩ ) શ્રી બાબુ ગોવૃન્દપ્રસાદજી.

( ભક્તિમતી શ્રીકલકત્તાવાળાં વહુજીના પોષ્યપુત્ર )

૨૪ ) શ્રી મદનગોપાળ ફોજદારજી.

૨૫ ) શ્રી પ્રિયાદાસ શુકલજી.

( અનેક ગ્રંથ ઔાર પ્રબન્ધોના રચયિતા. )

( ૨ ) શ્રી કુંજવિહારીજી ( શ્રીજીના કીર્તનિયાં )

( ૨૭ ) શ્રી પ્રીતમદાસજી.

( ૨૮ ) શ્રી સેવકસરનજી.

( ૨૯ ) શ્રી લક્ષ્મીનારાયણજી.

( ૩૦ ) શ્રી રાધામોહનજી.

( ૮ ) પાઠશાળા અને શાખા પાઠશાળાની સર્વ જ્ઞાતવ્ય વાતો તથા ઉપજ ખર્ચની વર્ણનાઓ ' હિન્દી હિતમાર્ગ ' અને ' ગુજરાતી હિતમાર્ગ ' નામનાં બેઉ સામ્પ્રદાયિક મુખ પત્રોમાં નિયમિત છપાયા કરશે.

( ૯ ) અત્યંત આનંદ અને ઉત્સાહની વાર્ત્તા છે કે-' શ્રી પાટોત્સવ ' ના શુભ મુહૂર્તોપલક્ષ ઉપરજ અનેક ઉપયુક્ત ' વિદ્યા શિક્ષાર્થી ' પુરૂષાર્થિયોથી મુખ્ય પાઠશાળા અને ૩૦ ત્રીશ બાળક વિદ્યાર્થિયોથી શાખા પાઠશાળાનું શ્રીજીની જયજયકાર ધ્વનિયોમાં થયું હતું.

( ૧૦ ) અદ્દભુત આનંદ અને બધા ( જીવ માત્ર )ને શ્રેયસ્કર શુભ સમાચાર છે કે-' આજની ઘડી સુધી સંસાર બધી જાતનાં વિદ્યા તથા શિક્ષાલય હતાં; પરંતુ કદિપણ ક્યાંઇ સર્વેશ્વર ભગવાન્ શ્રી કૃષ્ણુની દૃઢ અને અનન્ય ભક્તિની શિક્ષા દેનાર કોઇ વિદ્યાલય-શિક્ષાલય ન હતું. શ્રીહિતમહાપ્ર ભક્તજનપાવની અત્યંત અદ્દભુત આનંદદાયીની ગિરાશક્તિ " શ્રી હિતધર્મશિક્ષા પાઠશાળા " સ્થાપિત કરી અમોએ આ જીવમાત્રના ઉક્ત એકજ પ્રધાન અભાવની પૂર્ણ રૂપથી પૂર્તિ વામાં આજ ધન્ય થયા છિયે.

( ૧૧ ) જે પુણ્યાત્મા હિતમાર્ગીઓ અથવા દેશના અન્ય અગ્રગણ્ય વિદ્યોત્સાહી રાજા-મહારાજા-શેઠ શાહુકાર-જમીનદાર-રોજગારદાર-અમલદાર-નોકરીદાર અને સર્વ સાધારણ પરોપકાર ધર્મોદાર નર નારિયોની ઇચ્છા, ઉક્ત " શ્રી હિતધર્મશિક્ષા પાઠ-શાળા " ફંડમાં શ્રદ્ધાનુસાર ધન આપવાની અથવા બીજી કોઇ તરેહની મદદ કરવાની હોય તેઓએ નીચે લખેલ પાઠશાળાના મંત્રી તથા ખજાનચી ( ટ્રેજરર ) ની પાસે મોકલી આપવી. અથવા લખી મોકલવું.

( અ ૧૧ ) એવા દાનેશ્વરી અથવા મદદગારોનાં પવિત્ર નામો, આપેલી રકમ, અથવા સહાયતાની વર્ણના સાથે ધન્યવાદ સહિત હિંદી અને ગુજરાતી પ્રકટ થતાં સામ્પ્રદાયિક મુખ્ય પત્ર " હિતમાર્ગ " માં છપાવવામાં આવશે. અને પાઠશાળાના વાર્ષિક રીપોર્ટમાં પણ તેઓને સર્વોચ્ચ સ્થાન પ્રાપ્ત થશે.

૧૨ ) ' પાઠશાળા ' સ્થાપનાની ઉક્ત સભાના ઉક્ત સભ્યો ૨-૪-૯-૧૯-૨૫ અને ૨૯ વાળા મહાશયોનાં વિદ્વત્તાપૂર્ણ ..રસ વ્યાખ્યાન ( ભાષણો ) થયાં હતાં. તેઓની પૂરી નકલ અન્યાન્ય કામોનો પુરેપૂરો અહેવાલ ઉક્ત શ્રી હિતધર્મ શિક્ષા ાળા વૃન્દાવનની સ્થાપનાના પ્રથમ વિવરણ નામના પુસ્તકમાં યેલ છે.

( ૧૨ અ. ) ઉપર બતાવેલા નામવાળું પુસ્તક ( ૧ ) ગો- ી શ્રી ગોવર્દ્ધનલાલજી મહારાજ પ્રેમકવિ સાહાયક ' હિતમાર્ગ' રાધારમણજીનું મંદિર તિરમુહાની મિરજાપુર શહેરમાં તથા ) ગોસ્વામી શ્રી મન્નીલાલજી મહારાજ બંગલાવાળા, મેનેજર ... હિ૦ ધ૦ શિ૦ પાઠશાળા પ્રાંચ ઓફિસ વૃન્દાવન, જિલ્લો મથુરા અથવા નીચે લખેલા ઠેકાણે પાઠશાળાના મંત્રી અને ખજાનચીને પત્ર લખવાથી મફત મળશે.

( ૧૩ ) આ દૃઢ અનન્ય વૈષ્ણવ ધર્મ સમ્પ્રદાય સંબંધી સર્વાંગસુંદર અને સર્વ અદ્ભુત વિદ્વત્તા પૂર્ણ ભાવ ભક્તિ ભરિત ગદ્યપદ્યમય સાહિત્ય સમ્બર્દ્ધિત હિન્દી તથા ગુજરાતી ભાષામાં જુદાં જુદાં બે માસિકો હિંદી હિતમાર્ગ અને ગુજરાતી હિતમાર્ગના નામથી દરેક પૂનમના રોજ મુંબાઇથી પ્રકટ થઈ આપણા લાખો હિતમાર્ગીઓમાં શ્રી હિત ધર્મ શિક્ષાનો પ્રચૂર પ્રચાર કરે છે. વાર્ષિક લવાજમ પોષ્ટ ખર્ચ સહિત દરેક માસિકના બે બે રૂપિયા છે. ઉપહાર-ભેટમાં સુંદરમાં સુંદર સાંપ્રદાયિક પુસ્તક બન્નેમાં જુદાં જુદાં મળે છે. દૃઢ અનન્ય વૈષ્ણવ ધર્મમાં શ્રદ્ધા રાખનારાઓએ અવશ્ય માસિકોને નિહાળવાં જોઇયે છે. મંગાવીને જોશો તો પરાવિદ્યા-

નો પરમાનંદ પ્રાપ્ત થશે. એ માટે પણ પાઠશાળાના મંત્રીને કોષાધ્યક્ષનેજ નીચેના શિરનામા મુજબ પત્ર લખવું.

મુંબાઈ.
માગશર.
સંવત ૧૯૬૭

સર્વનો હિતચિંતક અને હિતમતનો વિનમ્ર
**શાહ છોટાલાલ મૂળચંદભાઈ.**
શ્રી હિતધર્મ શિક્ષા પાઠશાળાનો પ્રધાન
તથા કોષાધ્યક્ષ
પેંગ્ટ નં. ૧૦ ત્રાંબાકાંટા—**મુંબાઈ**

